# ખગોળશાસ્ત્રની વાર્તા



## Story of Astronomy






લેખન અને ચિત્રાંકન

ઉદય પાટીલ



આર્ચ પ્રકાશન

Gujarati translation of the book "Story of Astronomy" written and illustrated by Uday Patil.

અનુવાદ: નીપા ભરૂચા
શુદ્ધિકરણ: રશ્મિ કાપડિયા



December 2022 / 1000 Copy
Printed on 90 gsm

**ગુજરાતી પ્રકાશક: આર્ચ**
**મૂળ પ્રકાશક: એકલવ્ય**



**Published By**
ARCH
Nagariya, Taluka-Dharampur
Dist-Valsad-396050 (Guj)
Email: arch.dharampur@gmail.com




**Original Publisher**
**Eklavya**
Jamnala Bajaj Parisar, Near Fortune
Kasturi, Jatkhedi
Bhopal, MP-462026
www.eklavya.in, books@eklavya.in

મુદ્રક: માર્ક ક્રિએશન

**સહયોગ રાશિ: ???**

મિહિર ને....

..... મારા આર્ટવર્કનો મોટો ચાહક.

પ્રસ્તાવના

## ખગોળશાસ્ત્રનો અભ્યાસ શા માટે ?

વિશાળ બ્રહ્માંડમાં લાખો-અબજો આકાશગંગા (Galaxies) અને સૂર્યમંડળો આવેલા છે. આ બધામાં આપણાં પોતાના સૂર્યમંડળની દીવાદાંડી જેવો એક તારો એટલે કે આપણો સૂર્ય. બ્રહ્માંડીય વિશ્વના ધોરણો પ્રમાણે તો એ એક નજીવો - મામૂલી તારો કહેવાય. પૃથ્વી પરની અસાધારણ પરિસ્થિતિએ જીવનને અને ચેતનાને જન્મ આપ્યો. તર્ક કરવાની આપણી અદ્ભૂત ક્ષમતા; વધુ ને વધુ સંશોધન માટે, આપણા પોતાના મૂળ વિષે વધુ જાણવા માટે, બ્રહ્માંડની વિશાળતામાં આપણા સ્થાન વિષે જાણવા માટે, આપણને સક્ષમ બનાવે છે. આપણા પૂર્વજો કરતાં આપણે બ્રહ્માંડ વિષે ઘણું વધારે જાણતાં થયા છીએ. આમ છતાંય હજીય ઘણાં અનુત્તરિત પ્રશ્નો આપણી સમક્ષ ઊભા છે.

ખગોળશાસ્ત્રનો વિષય એ ખરેખર, ખગોળ જેટલો જ વિશાળ છે. આ વિષેનું આપણું જ્ઞાન રાતોરાત તો આવ્યું નથી. કેટલાંય હજારો વર્ષો દરમ્યાન એનો વિકાસ થયો છે. ખગોળશાસ્ત્રનો ઈતિહાસ એ મનુષ્યના પોતાના ઈતિહાસના સમયગાળા જેટલો જ ગણાય. એમાં કશું આશ્ચર્ય નથી કે, આ ઈતિહાસ એટલો જ રસપ્રદ અને જટિલ છે, જેટલું વિજ્ઞાન સ્વયં. પરંતુ આ સચિત્ર પુસ્તક ખગોળશાસ્ત્રના વિજ્ઞાન વિષે નથી. તે એના વિકાસને એક વાર્તાના સ્વરૂપે રજુ કરવાનો એક પ્રયત્ન છે.

ખરેખર તો આટલી જટિલ અને સમૃદ્ધ વાર્તાનો સાર એક નાની કોમિક બુકમાં આપવો અશક્ય કહેવાય. કેટલીક ઘટનાઓ પસંદ કરીને મેં અહીં મૂકી છે. ખૂબ બધાં સિધ્ધાંતો અને વિવાદો જેની ચર્ચા હજુ પણ ચાલી રહી છે તેને મેં અહીં અવગણી છે. મેં સહેલાઈથી ઉપલબ્ધ સામગ્રીનો અને વર્ણનકરવા યોગ્ય-સરળ વૃતાંતોનો સાર આપ્યો છે. એથી એવું જણાય કે કેટલીક જગ્યાઓએ મેં કોઈ એક પક્ષ લીધો હોય, પરંતુ મારો એવો કોઈ ચોક્કસ હેતુ નહોતો.

મને જે બધી મદદ મળી છે તેના સિવાય આ પુસ્તક લખવાનું શક્ય ન બન્યું હોત. આ પુસ્તકને નાણાંકીય મદદ માટે સર રતન ટાટા ટ્રસ્ટનો અને શ્રી અરવિંદ ગુપ્તાનો, જેમણે મને પુસ્તકની કલ્પનાની શરૂઆતથી માંડીને છેક પ્રિન્ટીંગ સુધી મદદ કરી છે એમનો આભાર માનવો જ રહ્યો. ખૂબ ઊંડાઈથી પુસ્તકની હસ્તપ્રત ચકાસવા અને જેનું મૂલ્ય પણ આંકવું ઓછું પડે તેવા પ્રતિભાવો આપવા શ્રી જયંત નારલીકરનો અને ડો.પ્રદીપ ગોથોસ્કરનો પણ આભાર માનું છું. આ પુસ્તકને તૈયાર કરવાની અને પાને પાને દરેક પળની ઉત્તેજનાઓમાં ભાગીદાર બનતી મારી પત્ની પલ્લવીનો પણ ઉલ્લેખ કરવો રહ્યો.

**- ઉદય પાટિલ**




રાત્રિનું આકાશ હંમેશા ઊંડા આશ્ચર્યની લાગણી જન્માવે છે.
આપણા પૂર્વજો તારાઓના સૌંદર્યથી મોહિત થતાં. કોઈ તેમને સ્પર્શી
કે અનુભવી શકતું નહોતું. અને એટલે કદાચ તેમનું રહસ્ય વધતું.

એકવાત નિશ્ચિંતાથી - આકાશ આજે જેટલું સુંદર
સુશોભિત દેખાય છે તેવું જ ૧૦,૦૦૦ વર્ષો પૂર્વે પણ
દેખાતું અને છતાંય, આપણાં પૂર્વજો કરતાં આપણે
આકાશ વિશે ઘણું બધું વધારે અને જુદું જાણીએ છીએ.
જે હોય તે, ખગોળવિજ્ઞાનના આપણા જ્ઞાનથી આકાશ
વધુ વિસ્મયજનક ભાસે છે.




આટલું બધું પ્રવર્તમાન જ્ઞાન એકાએક, એક જ દિવસમાં નથી ઉદ્ભવ્યું. એ તો લાખો વર્ષોથી ચાલ્યું આવે છે.




**આ વાર્તા ખગોળશાસ્ત્રની ક્ષિતિજોના વિસ્તારની લાંબી અને જુસ્સાભરી ખોજની રૂપરેખા આપવાનો પ્રયત્ન કરે છે.**

**બ્રહ્માંડ વિશે જે જ્ઞાન અસ્તિત્વ ધરાવે છે તે બધું જાણવા આપણે સમર્થ છીએ ખરા? આપણે તો તેનાથી ક્યાંય દૂર છીએ. આપણે સતત નવી શોધ કરતા રહીને આપણા જ્ઞાનને ગહન બનાવીએ છીએ.**



**અને એ તો હંમેશાં સાચું જ છે ને કે આપણે જેટલું જાણીએ તેનાં કરતાં વધુ જાણવાનું બાકી રહે છે.**




મોહિત થઈ જતાં અને તે આશ્ચર્ય, ભીતિ અને ડરની લાગણી જન્માવતું તેઓ તારાઓનો વિવિધ ભાતમાં વેરાયેલા જોતાં. લોકો તારાઓમાં માછલીઓ, પ્રાણીઓ અને સુંદર સ્ત્રીઓ જોતાં આ દૃશ્યોમાંથી તેમણે સુંદર વાર્તાઓની રચના કરી.

તમે હિમયુગમાંથી નિએન્ડરથલ માનવને લઈ શકો, પણ તમે નિએન્ડરથલમાંથી હિમયુગને ન લઈ શકો.

સૂર્ય, ચંદ્ર અને તારાઓએ દંતકથાઓમાં અને દરેક સંસ્કૃતિનાં લોકસાહિત્ય રચવામાં અગત્યનો ભાગ ભજવ્યો.



ભારતીયો માનતા કે આપણી પૃથ્વી એક મોટી સપાટી-હાથીઓની પીઠના ટેકા પર ઊભી છે અને હાથીઓ દરિયામાં તરતા વિચાળ કાચબાની પીઠ પર ઊભા છે. ક્યારેક આ કાચબો પૃથ્વીનો ભાર ઊંચકીને થાકી જાય એટલે તેનું શરીર હલવાથી ધરતીકંપ થાય છે.

ગ્રીક લોકોની પણ દંતકથાઓ હતી. ટાઈટન એ ગ્રીક દંતકથાઓમાં શક્તિશાળી ભગવાન મનાતાં એટલાસ - એક ટાઈટન યોદ્ધો આકાશને આધાર આપવામાં અને પૃથ્વી પર પડતું બચાવવા માટે જવાબદાર હતો, "પૃથ્વી ઊંચકેલો એટલાસ"નું પ્રખ્યાત ચિત્ર હમણાં હમણાંની ખોટી સંકલ્પના છે.

હેય..! આ શું ખેલ છે? પૃથ્વીને ઊંચકનાર તો હું છું.



ભાગ, એટલાસ

અને, ભગવાનને ખાતર તારી ગ્રીક દંતકથા સાચી હો.

હું રાજીખુશીથી મારું સ્થાન છોડી દઈશ. બસ હવે?

આવી વાર્તાઓ ફળદ્રુપ કલ્પનાઓની ઉત્પત્તિ હતી અને તે બ્રહ્માંડને સમજવાના આરંભિક પ્રયત્નો હતાં.

આ વાર્તાઓ દ્વારા જ બ્રહ્માંડની ઉત્પત્તિના આરંભિક દર્શન, સિદ્ધાંતો રચાયાં.

કેલેન્ડર અને ઘડિયાળ નહોતા શોધાયા ત્યારે આકાશ પણ સમય અને દિશા નક્કી કરવાનો એક અગત્યનો સંદર્ભ બનતું તે વણઝારાઓ અને દરિયાખેડુઓ તેમની મંઝિલ સુધી પહોંચવામાં સહાયક બનતું.




નાવિકોને પણ આકાશદર્શન ઘણું સહાયરૂપ બનતું. વિશાળ સમુદ્રની મધ્યમાં તારાઓ તેમને તેમનું સ્થાન નિશ્ચિત કરવામાં મદદ કરતાં.

ખગોળશાસ્ત્રમાં થયેલો વિકાસ નૌકાશાસ્ત્રમાં આધુનિકતા તરફ દોરી ગયો. નાવિકો તારાઓની સ્થિતિ પરથી અર્થઘટન કરતાં શીખ્યાં અને સમુદ્રો પાર પણ કરતાં.




તારાઓની સહાયથી દરિયાખેડાણ હજુય થતું રહે છે.

છતાંય, આધુનિક જહાજો અને હોડીઓ ઉપગ્રહો આધારિત નૌકાશાસ્ત્રીય ટેકનોલોજીનો ઉપયોગ કરે છે. રેડિયો તરંગો અને ઇલેક્ટ્રોનિક સાધનો ઊંડાણવાળા સમુદ્રોમાં જહાજોનો માર્ગ નિશ્ચિત કરે છે.



સૂરજ, ચંદ્ર અને તારાઓ બધાં જ ઘૂમે છે. આ તદ્દન સામાન્ય જ્ઞાન હતું, પરંતુ કેટલાક સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરનારાઓએ તારાઓમાં ભાત જોઈ

તારાઓ ઘૂમતા કદી અટકતા નથી છતાં તેનાથી બનતી ભાત તો નિશ્ચિત જ રહે છે.

હં.. રસપ્રદ... પરંતુ ત્યાં પેલો એક ઉત્તરમાં રહેલો તારો ફરતો નથી.

સામાન્યીકરણ શોધી કાઢ્યું.

તારાઓ અવકાશની અંદર ચોંટાડેલા હોય એવું લાગે અને તેઓ એક ચંદરવાની જેમ ઘૂમતા લાગે.

હવે આકાશમાં ઉત્તરનો તારો એક જ નિશ્ચિત સ્થાને પરિભ્રમણ અક્ષ ઉપર રહે છે.

ઉત્તર તારો અથવા ધ્રુવતારો - પ્રાચિન ખગોળશાસ્ત્રીય સમયથી એક સ્થાને રહી તેનો વિશિષ્ટ મોભો જાળવી રહ્યો છે.

બીજા બધા જ તારા આખો આકાશી ચંદરવો ધ્રુવતારાની આસપાસ ઘૂમી રહ્યો છે. આ ધ્રુવીય રેખા રાત્રિના આકાશનો અભ્યાસ કરવાની રૂપરેખા બને છે.

ભારતમાં દંતકથા અનુસાર ધ્રુવ નામનો રાજકુમાર આ તારાના નામે જાણીતો છે. આ ઉત્તર તારો "ધ્રુવ" તરીકે ઓળખાય છે.

એક દિવસ, ધ્રવ નામનો પાંચ વર્ષનો એક રાજકુમાર તેના પિતાના ખોળામાં બેઠો હતો. ધ્રુવની અપરમાં સુંદર પરંતુ કિન્નાખોર રાણીથી આ દૃશ્ય ન જોવાયું. રાણીએ ધ્રુવને પિતાના ખોળામાંથી ઉતારી લઈ તેના પોતાના દીકરાને બેસાડ્યો.

ચલ હટ, અહીંથી તું. અહીં તુ એકલો જ રાજકુંવર નથી.

ઊંડો આઘાત પામેલા ધ્રુવે તેને કદી કોઈ હટાવી ન શકે એવા સ્થાનની શોધમાં ઘર છોડ્યું. ખૂબ લાંબા તપ બાત તે એક ચોક્કસ બિંદુએ અવકાશમાં તારા તરીકે સ્થાયી થયો.

હું એક એવું સ્થાન ઈચ્છું છું કે બ્રહ્માંડની કોઈપણ તાકાત મને હટાવી ન શકે.

શું બધા તારા એક જ તરેહમાં ફરતા હોય? ના, એમ ન હોય.

હેય... તમે કહ્યું કે બધા તારા એક ભાતને અનુસરે છે, પરંતુ ત્યાં એક તારો ઊલ્ટા રસ્તે દેખાય છે.

કદાચ ને લગભગ તારા જેવું કંઈક દેખાય છે, પરંતુ ખરેખર કશુંક બીજું જ છે?

ખરેખર, કેટલાક તારાઓ તેમની ભાતથી માર્ગચ્યૂત થયેલા હોય છે. ગ્રીક લોકોએ તેમને ગ્રહો કહ્યાં, તેનો અર્થ થાય "ભટકેલા" કે "રખડું".

આ માર્ગ ભૂલેલા તારાઓ નિશ્ચિત રીતે એક તારામય માર્ગને અનુસરતા હોય છે.

સૂર્ય અને ચંદ્ર પણ તારાઓની નિશ્ચિત માર્ગને અનુસરતા ન હોતા, તેઓ પણ માર્ગ ભૂલેલા જ હતા.

સૂર્ય અને ચંદ્ર પણ ગ્રહો છે. તેઓ પણ માર્ગ ચલિત થાય છે.

સૂર્ય પણ? તમે આવું સંભવિત કેવી રીતે કહી શકો?

પાંચ તારાઓ જેવા ગ્રહો છે. તેમના નામ ગ્રીક દેવતાઓના આધારે દેખાય છે.

MERCURY  બુધ

VENUS  શુક્ર

MARS  મંગળ

JUPITER  ગુરૂ

SATURN  શનિ

અરે, આપણા વિશે શું? આપણે ક્યાં?

 

જો તમે સૂર્ય અને ચંદ્રને પણ તેમાં ઊમેરી દો, તો ગ્રહોની સંખ્યા વધીને સાત થઈ જાય.

**તારાઓની ભાત પણ ઠીક ઠીક ઝડપથી બદલાય છે. તેમની ગતિ થોડી મિનિટોમાં નોંધી શકાય તેવી રીતે બદલાય છે. બીજી તરફ ગ્રહોની સાપેક્ષ ગતિ તારાજડિત સુશોભિત માર્ગ પર ઘણી ધીમી જણાતી.**

અવકાશની ગતિ ગોકળગાયની ગતિએ ચાલે છે. હું તેમના વિશે કંઈક શોધી શકું તે પહેલાં મૃત્યુ પામીશ.

તારી જાતને ધન્ય માન જો તને એકાદ સૂચક હકીકત જાણવા મળે તો

**તારાઓ વિશેનું ચોક્કસાઈપૂર્વકનું નિરીક્ષણ ઘણાં દિવસો લેતાં અને ક્યારેક તો કેટલાક મહિના પણ. તેમની ગતિનો અભ્યાસ કરવાનું કાર્ય ઘણું લાંબુ અને કંટાળાજનક બનતું.**

શુક્રની ગતિના પથ વિશે કંઈ જ નિશ્ચિત રીતે કહી ન શકાતું.

કદાચ તેના ગાંડપણમાં પણ કોઈ પદ્ધતિ હોય...

કંઈ વાંધો નહીં. નિરીક્ષણ કરતાં રહો.

**કેટલીક નિશ્ચિત ભાતો નિરીક્ષણ કરેલી માહિતીમાંથી વિકસી તે પહેલાં આ બધા નિરીક્ષણો પાછળ સંયુક્ત રીતે કેટલીયે સદીઓનો સમય વ્યતીત થયો.**

**આ કઠિન મહેનતના પરિણામે બે હકીકતો સ્પષ્ટ બની**

સૌથી પહેલી હકીકત, ગ્રહો અનિશ્ચિત રીતે ગતિ કરતાં નથી, તેમાં એક પાયારૂપ ભાત હોય છે, એનો અર્થ એ કે તેમની ગતિની આગાહી કરી શકાય છે.

આપણે હવે કરવાનું રહ્યું કે કેવી રીતે આવું થાય છે?

**બીજી હકીકત એ કે આકાશમાં થતા પરિવર્તનોની અસર પૃથ્વી પર પણ થાય છે.**

સૂર્યદેવના સોગંદ અરે જો! ત્યાં વ્યાધ દેખાય છે તે આપણી નાઈલ નદીમાં પૂરનું કારણ બનશે.

આકાશની દેવીના સોગંદ! વ્યાધ ગુનેગાર છે, તેવું ન કહી શકાય. પરંતુ આ બંને વચ્ચે કંઈક સંબંધ છે તેમ કહી શકાય.

**ઇજીપ્તમાં જીવન નાઈલ નદીમાં વાર્ષિક પૂરના આધારે નક્કી થતું. જ્યારે તેમણે સૂર્યોદય પહેલાં વ્યાધ નામના પ્રકાશિત તારાને જોયો, તેમણે તારવ્યું કે હવે થોડા સમયમાં પૂર આવશે.**

**ઇજીપ્તવાસીઓનું ખગોળ અંગેનું જ્ઞાન તેમને વ્યાધના પુનઃનિરીક્ષણ અને આગાહી કરવા માટે નિશ્ચિત રીતે દિશા-દર્શન કરતું.**




હવે હું એકદમ ભૂલ વિના કહી શકું. પેલા પિરામીડ પર પડતો ધરીનો પડછાયાના આધારે કહી શકાય કે નાઈલ નદીમાં પૂર આવવાને હવે કેટલા દિવસ બાકી રહ્યા હશે.

તે ખરેખર એકદમ સ્પષ્ટ રીતે દેખાય છે. ચાલો જોઈએ.. હે ભગવાન! હવે તો દસ જ દિવસ પછી પૂર આવવાનું છે.

**કુદરતી ઘટનાઓની વ્યવસ્થિત આગાહી માટે, સમયનું પગેરું શોધની એક વ્યવસ્થિત પ્રણાલીની જરૂર હતી અને તેના આધારે કેલેન્ડરનો જન્મ થયો. ધરીમાર્ગ પર સૂર્યની ગતિનો માર્ગ એક વર્ષ તરીકે નોંધાતું. ચંદ્રની કળા સંપૂર્ણ ગોળાકાર દેખાય ત્યારે એક મહિનો થતો. આખા પ્રદેશની ખેતી અને વ્યવસ્થાતંત્ર હવે ઘડિયાળના આધારે આયોજિત થતી અને અમલીકરણ પણ થતું.**

હવે આપણે બીજ રોપણી કાલે વહેલી સવારે કરીશું. ચાલો, અત્યારે બધાં સૂઈ જઈએ.

પણ, અમને બધાંને મહેનતાણું ક્યારે મળશે?



**સૂર્ય, ચંદ્ર અને તારાઓ સમયનિર્દેશ કરનારા બન્યા. પૃથ્વી ફરતે તેમની રોજની ગતિ દિવસનો સમય કહી આપતી અને ચોક્કસ ધરી માર્ગની ગતિના આધારે વર્ષના સમયની આગાહી થતી.**






**આ રીતે ખગોળશાસ્ત્રનો જન્મ થયો. ગ્રહો જીવનને અસર કરે છે તેમ લોકો માન્યતા ધરાવતાં થયાં.**







**અવકાશી પદાર્થોના પ્રભાવની પૃથ્વીની ઘટનાઓ પર અસરના સાચે જ કેટલાક પુરાવા મળતાં હતાં.**







**આજે પણ વિકાસશીલ દેશોમાં ખગોળશાસ્ત્ર વિકસી રહ્યું છે.**
**ભારતમાં ખગોળશાસ્ત્રીઓ કરતાં વધારે જ્યોતિષશાસ્ત્રીઓ વધારે છે.**
**કેટલીક યુનિવર્સિટીઓ તો જ્યોતિષશાસ્ત્રમાં સ્નાતક કક્ષાના અભ્યાસક્રમ આપે છે.**



બીજી તરફ, વૈજ્ઞાનિક રસથી અવકાશનો અભ્યાસ કરનારા પણ કેટલાક લોકો હતાં.

તારાઓ વિવિધ ભાત શા માટે રચે છે? અને ગ્રહો શા માટે ઘૂમતા રહે છે?





એટલે કે, તારા મતાનુસાર આ બધી ઘટનાઓ શા માટે અને કેવી રીતે થાય છે? તેની પાછળ કંઈક કારણ હોવું જોઈએ.

એરિસ્ટોટલ માટે, ખગોળશાસ્ત્ર એ તત્ત્વજ્ઞાનની એક શાખા હતી..





હું માનું છું કે પૃથ્વી ગોળ છે કારણ કે વર્તુળ એ સૌથી સંપૂર્ણ આકાર છે.

તેનો તર્ક સહિત એક આગવો રસ્તો હતો..

અવકાશી પદાર્થો વર્તુળાકાર ઘૂમે છે કારણ કે વર્તુળ સૌથી સંપૂર્ણ આકાર છે.





... અને કદાચ, સંપૂર્ણતા માટે થોડો ઘણો આગ્રહ.

આધુનિક ખગોળશાસ્ત્રની ઉત્ક્રાંતિનો શ્રેય ગ્રીક તત્ત્વજ્ઞાની એરિસ્ટોટલના લખાણો પરથી આલેખી શકાય.

એરિસ્ટોટલ : ૩૮૪-૩૨૨ ઇ.સ.પૂર્વે



આ ગ્રીક તત્ત્વજ્ઞાનીએ સૌપ્રથમ વ્યાપક રીતે તત્ત્વજ્ઞાનની પદ્ધતિ સમજાવી. તેના લખાણોએ વિવિધ મુદ્દા આવરી લીધા - રાજકારણ, નૈતિકતા, સૌંદર્યશાસ્ત્ર, તત્ત્વમીમાંસા, તર્ક, વિજ્ઞાન વગેરે. તર્કનો ઔપચારિક રીતે અભ્યાસ કરનાર તે પ્રથમ તત્ત્વજ્ઞાની હતો.

તેના વિચારોની ઘણી તત્ત્વજ્ઞાનીય અને ધાર્મિક પરંપરાઓ પર જબરજસ્ત પ્રભાવ હતો. એરિસ્ટોટલીયન તત્ત્વજ્ઞાન હજું તત્ત્વજ્ઞાનનું કાર્યશીલ ક્ષેત્ર છે.

તેણે ઇતિહાસના ઘણા ચિંતકો પર પ્રભાવ પાડ્યો. એલેકઝાન્ડર - મહાન તેનો જાણીતો વિદ્યાર્થી હતો.

એમ કહેવાય છે કે એરિસ્ટોટલના વિચારોએ સૌથી પ્રભાવશાળી વિચારધારાનો વિકાસ કર્યો. તેના તત્ત્વજ્ઞાને ઘણી સંસ્કૃતિઓનો બોધાત્મક વિકાસ કર્યો.

અન્ય ક્ષેત્રોની જેમ, ખગોળશાસ્ત્ર પર પણ તેના વિચારોનો ઘણો પ્રભાવ હતો. વર્તુળ અને ગોળાઓનો તેનો ખ્યાલ બે હજાર વર્ષો સુધી પ્રશ્ન રહિત રહ્યો.

ખગોળશાસ્ત્ર પર એરિસ્ટોટલનો પ્રભાવ આશીર્વાદરૂપ કે નુકસાનકર્તા તે સ્પષ્ટ થતું નથી. પરંતુ તેણે આરંભેલા પથ પર વિજ્ઞાનનું ઘણું યોગદાન છે. તેણે બ્રહ્માંડ વિશે પ્રશ્નો પૂછ્યાં. તેણે લોકોએ સહજ રીતે પૂછેલા પ્રશ્નોના અને ઘટનાઓના સ્પષ્ટીકરણો આપ્યાં છે.

આમ વિજ્ઞાનિક પૃચ્છા અવિરત રહી..




રાત્રિના આકાશમાં દેખાતા અવકાશીય પ્રદેશો સ્થાનિક ભાતોથી ચમકતા તારાઓથી બનતી અને તે નક્ષત્રો તરીકે ઓળખાતાં.

અવકાશીય ભાતના માપનના કારણે ગ્રહોની ગતિ પણ ચોક્કસાઈથી માપવાનું શક્ય બનતું. ત્યારબાદ બીજું પગથિયું ગ્રહોની ગતિને સમજવાનું હતું.

ગ્રહોની ગતિ માટે હું કાટ કે છાપ એમ ન કહી શકું. મને લાગે છે કે તેઓ કશાકથી અંકુશિત છે.

મને લાગે છે કે તેઓ માત્ર જટિલ દેખાય છે. કદાચ તેમની ગતિ સાદા નિયમો પર આધારિત હોય. આપણે તે શોધી કાઢવા જોઈએ.

ગ્રહોની જટિલ ગતિને સમજાવી શકે તેવો નિયમ શોધી કાઢવા ખગોળશાસ્ત્રીઓ અથાક્ પ્રયત્નશીલ હતું.

ગ્રહોની ગતિને સમજવાના પ્રયત્નોમાં ખગોળશાસ્ત્રીઓએ તર્ક અને ગણિતનો ઉપયોગ કર્યો. તેમણે પરિચિત અને તેમને આવડે તેવા ગણિતનો ઉપયોગ કર્યો.




ખગોળશાસ્ત્રીઓએ ગ્રહોની ગતિ સમજાવવા સાદા ગણિતિક મોડેલ્સનો ઉપયોગ કર્યો. એનો અર્થ કે કોઈપણ ગ્રહોની ગતિ આપેલા સૂત્રની મદદથી કહી શકાય.

જો આવું કોઈ મોડેલ ગ્રહોની સ્થિતિ કેટલીક સદીઓ પહેલાં ચોક્કસ રીતે કહી શકતું હોય તો તે દૂરના ભવિષ્યમાં પણ તેની નિશ્ચિત સ્થિતિ શોધી શકવામાં મદદરૂપ બને.

આ બધા મોડેલની સફળતા અને ચોક્સાઈનો આધાર તેમાં લાગુ પાડેલું ગણિત હતું. ઇજીપ્તિયન મોડેલ્સ મૂળઅંક પ્રણાલી પર આધારિત હતાં - પરંતુ તેઓ બહુ સફળ નહોતા થયાં.
બેબલિયોન પ્રજા તેમની અંકનો અલગ રીતે ઉપયોગ કરવાની રીતને કારણે અલગ પડતાં હતાં. તેમની પદ્ધતિ હાલની દશાંશ અંક પદ્ધતિ સાથે ઘણી મળતી આવતી હતી. તેમણે ૧૦ના બદલે ૬૦નો આધાર લીધેલો. તેમણે કરેલું પ્રદાન આજે પણ અમૂલ્ય છે. કલાકને ૬૦ મિનિટમાં વિભાજિત કરી શકાય અને પ્રત્યેક મિનિટને ૬૦ સેકન્ડમાં વિભાજિત કરી શકાય.




ગ્રહોની ગતિની અગાઉથી આગાહી કરવાને સમર્થ હોવાથી ઘણું જાણી શકાતું. સૂર્ય અને ચંદ્ર ગ્રહણો આવી આગાહી કરવી શક્ય નહોતી જ્યાં સુધી આકસ્મિક જ લાગતાં. ગ્રહણો ધાર્મિક રીતે ઘણું મહત્ત્વ ધરાવતાં. સાચે જ, ધાર્મિક ક્રિયાકાંડો-ખગોળશાસ્ત્ર સાથે વણાઈ ગયાં હતાં.

ખગોળશાસ્ત્રના વિકાસમાં ગણિતજ્ઞોએ ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો અને ખગોળશાસ્ત્ર ગણિતશાસ્ત્રનો વિકાસ સાધવામાં ખગોળશાસ્ત્ર આધારભૂત સ્રોત હતો.

**ખગોળશાસ્ત્રની વાર્તા**

આવા સાદા વર્તુળો ગ્રહોની જટિલ ગતિ કેવી રીતે સમાવી શકે?

આ બધું મોહક નથી લાગતું? સાદી ગતિઓનું સંયોજન ઘણું જટિલ હોઈ શકે.





**ગ્રહની ગતિ માટેન પ્રારંભિક માડેલ્સ વર્તુળમય હતાં.**

**આથી પહેલાં મોડેલ્સ કેન્દ્રબિંદુવાળા ગોળા પર આધારિત હતાં. આ કાલ્પનિક ગોળા નિયમિત રીતે તેમની ધરી પર ભમરડાની જેમ ફરતા હતાં. ગોળાની આ ધરી બીજા ગોળા પર જડેલી હતી.**




**દરેક ગ્રહણની ગતિ ઘણા બધાં કેન્દ્રબિંદુવાળા ગોળાને આધારે સમજાવી શકાતી હતી.**

Then there were EPICYCLES. in this model, each planet was fixed on a turning wheel whose center was fixed on another turning wheel (Which in turn might have been attached onto another turning wheel.)

Now that surely can give rise to complex motion.

Epicycles are beautiful. The whole machine may look complex, but each wheel executes the simplest turning motion.




**અન્ય એક સંકલ્પના અસમકેન્દ્રી વર્તુળની હતી. તેણે ગ્રહોની બદલાતી ઝડપ સમજાવવામાં સહાય કરી.**

જુઓ, જ્યારે ગ્રહ આપણી નજીક હોય ત્યારે કેવી ઝડપથી ગતિ કરતો દેખાય છે અને જ્યારે દૂર હોય ત્યારે તેની ગતિ માર્ગ પર ધીમી ભાસે છે.




**વર્તુળ આધારિત મોડેલ્સમાં Equal point સૌથી વધારે જટિલ હતું. તે ગ્રહોની ગતિ સમજાવવામાં સૌથી વધુ શક્તિશાળી પ્રતિમાન હતું અને તે લગભગ દોઢ હજાર વર્ષોથી વધારે સમય ઉપયોગમાં લેવાયું.**

ગ્રહ અસમકેન્દ્રી વર્તુળાકાર પથ પર અનિયમિત ગતિ કરે છે. છતાં તેની ગતિ જો અવકાશના બિંદુઓથી જોવામાં આવે તો નિયમિત લાગે. આવા બિંદુને Equal point હું કહું છું.




આ તો અદ્ભૂત રીતે અટપટું છે પરંતુ, જે કામ....

**સમગ્ર રીતે આ પ્રતિમાનોએ સફળતાપૂર્વક ગ્રહોની ગતિ સમજાવી. આ ગોળાઓ અને વર્તુળો માત્ર માનસિક રચનાઓ હતી, પરંતુ ભૌતિક રીતે તેમનું અસ્તિત્વ નહોતું. છતાંય તેમણે સરળ છતાં ચોક્કસ પ્રતિમાન રચવામાં સહાય કરી.**

**પ્રતિમાની આગાહી કરવાની ક્ષમતાએ તેમની સળતા કે નિષ્ફળતા નિશ્ચિત કરી.**

**ગ્રીક ખગોળશાસ્ત્રી, ટોલેમી આ બધાં પ્રતિમાનોને જોડનારો પ્રથમ વિજ્ઞાની હતો. તેણે ગ્રહોની ગતિ સમજાવતું સૌથી ચોક્કસ પ્રતિમાન શોધી કાઢ્યું.**

ટોલેમી ગ્રીક ખગોળશાસ્ત્રી હતાં. તેનું સાચું નામ ક્લાઉડીયસ ટોલેમી હતું. તેના અંગત જીવન વિશે ખાસ જાણવા મળતું નથી.




અલ્મેજીસ્ટ આ ટોલેમી લેખકનું લોકપ્રિય પુસ્તકનું નામ છે. મૂળ ગ્રીક શીર્ષક મંગાલે સીન્ટેક્સીસ એટલે કે ગાણિતિક સંકલનગ્રંથ સમય જતા તે અલમેજીસ્ટી નામે અરબી ભાષામાં અનુવાદિત થયો અને ત્યારબાદ તે અલમેજેસ્ટિયમ નામે લેટિન ભાષામાં અનુવાદિત થયો.

ખરેખર તે ખગોળશાસ્ત્રમાં મહાન પ્રબંધ ગ્રંથ છે.

ક્લાઉડિયસ ટોલેમી ઇ.સ. ૮૫-૧૬૫



ટોલેમી એલકેઝાન્ડિયા (ઇજીપ્ત)માં રહેતો. તે ખગોળશાસ્ત્રી, ગણિતજ્ઞ, ભૂસ્તરશાસ્ત્રી હતો. તે ખગોળશાસ્ત્રના પ્રથમ ગ્રંથ અલ્માજેસ્ટનો લેખક હતો.

ખગોળશાસ્ત્રમાં તેની સર્જકતાનો શાસનકાળ ૧૪૦૦ વર્ષ સુધી રહ્યો.

અલમેજેસ્ટી ૧૩ દળદાર ગ્રંથો ધરાવતું બૃહદ કાર્ય હતું તેમાં ૧૦૦૦ તારાઓ અને અવકાશમાં નોંધાયેલી વિવિધ ઘટનાઓની વિગતોની યાદી હતી.




સૌથી વધું અગત્યનું તો એ હતું કે તેમાં ભૂતકાળના ખગોળશાસ્ત્રીઓ અને ટોલેમીના પોતાના સંશોધનો - ગ્રહોની ગતિ વિશેના - તે વિશેની વિવિધ પદ્ધતિઓનું સંકલન હતું.

પરંતુ ટોલેમીની સફળતાનો આધાર તેના મોડેલ્સની આગાહીક્ષમતા પર હતો.




પરંતુ અહીં કેટલાક પ્રશ્નો છે.




ટોલેમીની બધી યાંત્રિક ગણતરીઓ, પ્રતિમાન, epicycles અને equant point માત્ર માનસિક રચનાઓ હતી તેવું સ્વીકારવામાં આવેલું. તેમણે માત્ર ગ્રહોની ગતિનું જ માત્ર નિરીક્ષણ કરેલું, ગ્રહોની ભૌતિક વાસ્તવિકતાનું નહીં.

**ટોલેમીએ કરેલું બ્રહ્માંડનું વર્ણન પૃથ્વીકેન્દ્રી હતું. સૂર્ય, ચંદ્ર અને તારા જેવાં ભાસતા ગ્રહો પૃથ્વીની આસપાસ epicycles અને equant pointની રચાયેલી સંકલ્પનાને આધારે ઘૂમતા હતાં. દરેક ગ્રહો એક આગવું નિરાળું કોચલું / જગ્યા રોક્યું હતું. બધાં તારાઓ એક ઘૂમતા સૌથી દૂરના ગ્રહની પશ્ચાદ્‌ભૂમાં ઘૂમતા ગોળાની આસપાસ જડાયેલાં હતાં.**

**થોડા ફેરફારની સાથે ટોલેમીનું બ્રહ્માંડનું પ્રતિમાન (મોડેલ) પ્રાયોગિક રીતે ૧૪૦૦ વર્ષથી વધારે ઉપયોગી બન્યું. આ સદીઓ દરમિયાન અલ્મેજીસ્ટ બાઈબલની જેમ સમગ્ર વિશ્વમાં અનુવાદિત થયું અને વંચાયું.**




**આપણા પ્રવર્તમાન જ્ઞાનના પ્રકાશમાં ટોલેમીની બ્રહ્માંડ અંગેની સમજ મોટે ભાગે મિથ્યા નીવડી. પરંતુ તેના કાળ દરમિયાન (અને આવનારી સદીઓ માટે) તેનો બ્રહ્માંડ અંગેનો ખ્યાલ ધાર્મિક માન્યતાઓની જેમ પ્રચલિત હતો.**

**ટોલેમીના મોડેલને પડકારવા માટે બૌદ્ધિક વર્ગના સંયુક્ત પ્રયત્નોએ મોટો ભાગ ભજવ્યો. કોપરનિકસના બૌદ્ધિક પ્રયત્નો, કેપ્લરની પરવલીય કક્ષાઓ અને ગેલિલિયોએ શોધેલું ટેલિસ્કોપે અંતે ટોલેમીના વિશ્વ પ્રચલિત માન્યતાઓને નિરર્થક ઠેરવી અને ખગોળવિજ્ઞાનના અંધારયુગનો અંત આણ્યો.**

ઇ.સ.પૂર્વે ૧૦૦૦ વર્ષોએ ખગોળશાસ્ત્રીઓએ શોધ્યું કે પૃથ્વી સપાટ થાળી જેવી નહીં, પરંતુ દડા જેવી ગોળ છે.




આર્ય ભટ્ટ પ્રખ્યાત ભારતીય ખગોળશાસ્ત્રી (ઇ.સ.પૂર્વે ૫૦૦ વર્ષ) એ પૃથ્વી ખૂબ દૂરથી જોવાથી કેવી દેખાય તેનું સુંદર રૂપક આપ્યું.

દડા જેવા કંદમૂળ ફળમાંથી બહાર આવતા સૂક્ષ્મફૂલો જેવું.

આપણે ગોળાકાર પૃથ્વીની સપાટી પર ઊભા છીએ - નીચે તરફ એટલે કે કેન્દ્ર તરફ અને - ઉપર એટલે કે તેનાથી દૂર.

પરંતુ જો પૃથ્વી દડા જેવી હોય તો તે ચપટી શા માટે દેખાય છે? આ માટે સારા કારણો છે. તો શા માટે કેટલાક લોકોએ એવું ઠસાવવા પ્રયત્ન કર્યો કે પૃથ્વી વિશાળ દડા જેવી છે? તેનો ચોક્કસ આધાર હતો.... નક્કર/આસ્તવિક આધાર













પરંતુ પૃથ્વી કેટલી વિશાળ હતી? ગ્રીક નિષ્ણાંત એરિસ્ટોથેનસ તે ઇ.સ.પૂર્વે ૨૪૦માં કહ્યું. જો પૃથ્વી ગોળ હોય તો સૂર્યનો પ્રકાશ જુદા જુદાં ખૂણાઓએથી જુદા જુદા સ્થળોએ ફેંકાવો જોઈએ. પરંતુ ૨૧ જૂનની મધ્યાહને ઇજીપ્તિ નજીક Syeneમાં લંબધ્રુવ પર કોઈ પડછાયો પડતો નહોતો. એરિસ્ટોથેનસે એ જ દિવસે અન્ય ધ્રુવ પરથી એલેક્ઝાન્ડ્રિયા પર પડતા પડછાયાને માપ્યો તે સ્થળ Syeneથી ૮૦૦ કિ.મી. દૂર હતું.




આટલી માહિતિથી એરિસ્ટોસ્થેનસે સરળતાથી પૃથ્વીનો પરિઘ ૪૦૦૦૦ કિમી. હોવાનું શોધી કાઢ્યું.

કોણે કલ્પના કરી હશે? આપણે વસીએ છીએ તે પૃથ્વી દડા જેવી હોય... તેનો ઘેરાવો ૪૦,૦૦૦ કિ.મી. હોય અને તે આકાશ તરફ બધી બાજુઓથી ખુલ્લી હોય.



સૂય, ચંદ્ર, ગ્રહો અને તારાઓ પણ આપણી આસપાસ ઘૂમતા દેખાય છે.
સ્વાભાવિક રીતે જ, પ્રાચીન ખગોળશાસ્ત્રીઓએ વિચાર્યું હશે કે પૃથ્વી આ બધી ગતિનું કેન્દ્ર છે.






આજે આપણે જાણીએ છીએ કે પૃથ્વી બ્રહ્માંડનું કેન્દ્ર નથી. ખરેખર, તો બ્રહ્માંડના કેન્દ્ર જેવું કશું નથી. આ વિચાર એટલો પોકળ છે કે જાણે રોમનો એમ માનતા હોય કે રોમ એ વિશ્વનું કેન્દ્ર હતું.




**ઈતિહાસમાં ઘણાં વર્ષો પહેલાં અનેક વિચારકો વિચારતા હતા કે પૃથ્વી અને અન્ય ગ્રહો સૂર્યની આસપાસ (નહી કે પૃથ્વીની આસપાસ) ઘૂમે છે ઈ.સ. પૂર્વે ૨૫૦ માં ગ્રીસમાં આવેલા સામોસના એરિસ્ટાર્કસે કહેલું.**




ઈ.સ. ૫૦૦ ની આસપાસ આર્યભટે દલીલ કરેલી કે ભમરડાની જેમ પૃથ્વી તેની ધરીની ફરતે ગતિ કરે છે અને એક દિવસમાં આ ભ્રમણ પૂરૂં કરે છે. આ ભ્રમણને કારણે તારાઓ અને ગ્રહો આપણી આસપાસ ગતિ કરતાં હોય તેમ દેખાય છે. (ચકડોળમાં બેસીને આપણને ધરતી ઘૂમતી દેખાય તેમ!)




કમભાગ્યે, આ બધા સિદ્ધાંતો બહેરા કાને અથડાવા જેવા હતાં. વિશ્વ, ખરેખર તો, આ બધા ક્રાંતિકારી વિચારો માટે તૈયાર જ નહોતું.





આમ, કેટલાંય હજારો વર્ષો સુધી પૃથ્વી બ્રહ્માંડનું કેન્દ્ર રહેવાની હતી અને સૂર્યને તેની ફરતે ગતિ કરતો બતાવવામાં આવ્યો હતો.




આખરે સૂર્યને સ્થિર કરી અને પૃથ્વીને ગતિમાં મૂકવાનું શ્રેય નિકોલસ કોપરનિકસને જાય છે.







નિકોલસ કોપરનિકસ ૧૪૭૩-૧૫૪૩



પોલેન્ડમાં જન્મેલો નિકોલસ ગણિતજ્ઞ ખગોળવેત્તા, ભૌતિકશાસ્ત્રી, અનુવાદક, અર્થશાસ્ત્રી, સૈન્ય અધિપતિ અને બીજું ઘણું બધું હતો. વિજ્ઞાન આધારિત બ્રહ્માંડ દર્શન કરનાર તે પ્રથમ હતો.તેનો ગ્રંથ DE REVOLUTIONALIBUS ORBIUM COELESTIUM (આકાશી ગોળાઓની ભ્રમણગતિ વિશે) વિજ્ઞાનની ઉત્ક્રાંતિ માટે પુરોગામી સમાન હતો. આધુનિક ખગોળવિજ્ઞાનના જનક તરીકે તે પ્રસિદ્ધ છે.

ખગોળશાસ્ત્રીઓ તે સમયના અસ્તિત્વ ધરાવતા પ્રતિમાનોથી અસંતુષ્ટ હતા.




ટોલેમીના પ્રતિમાન (Model) માં (સદીઓ પુરાણા) શુદ્ધીકરણ અથવા નવેસરથી વિચારણાની આવશ્યક્તા હતી.




પ્રાચીન તત્વજ્ઞાનીઓએ માત્ર Heliocentric (સૂર્ય કેન્દ્રી) બ્રહ્માંડનું ધૂંધળુ ચિત્ર રજૂ કરેલું. કોપરનિકસનો સિદ્ધાંત, બીજી તરફ માત્ર એક વિચાર જ નહોતો, પરંતુ ઉકેલનો સંપૂર્ણ ઝૂમખો હતો. તેણે તેની નવી પદ્ધતિ આધારિત ગાણિતિક વિગતો ઉપર ૩૦ વર્ષ સુધી કામ કર્યું.

કોપરનિક્સ તેના સમયના પ્રશ્નવિહીન, પ્રભાવક સિધ્ધાંતોને પડકારવા માટે પૂરતો હિમતવાન હતો.







તેના સિદ્ધાંતે ગ્રહોની ગતિ વિશેના ઘણાં રહસ્યોનો ભેદ ઉકેલ્યો. છતાં તેના સમકાલીનો તેના કાર્યની કદર કરવામાં પાછા પડયા.

**કોપરનિકસના વિચારોનો સ્વીકાર કરવામાં એક સદીથી પણ વધારે સમય ગયો. સૂર્યકેન્દ્રી પ્રતિમાન એ પૃથ્વીગામી પ્રતિમાનની પ્રચલિત પ્રણાલિકામાં ધરમૂળથી ફેરફાર કરનારું હતું. ખગોળશાસ્ત્ર તેના અંધકારમય યુગમાંથી આખરે બહાર આવ્યું**

કમભાગ્યે, કોપરનિક્સનું (સૂર્યકેન્દ્ર આધારિત) મોડેલ, ટોલેમીના પૃથ્વીકેન્દ્રી મોડેલને સુધારનાર સાબિત ન થયું.




કારણો દ્વિમુખી હતાં. પહેલું કોપરનિક્સે ધરીઓનો પ્રલંબિત માર્ગ ઓળખ્યો

નહીં. તેના બદલે તેણે અધિચક્ર ના જટીલ બંધારણ વિશે કાર્ય કર્યું.

બીજું, તેણે ભૂલભરેલા અવલોકનો પર કાર્ય કર્યું.




**આગાહીઓ સાથે સંબંધિત સમસ્યાઓ નો પ્રશ્ન માત્ર નહોતો. તેમાં કેટલીક સંકલ્પના ને લગતા પ્રશ્નો પણ હતા.**




* પેરેલેક્સ માટે પેજ નંબર ૩૨ પરની ચર્ચા જૂઓ.

**આવા મૂળભૂત પ્રશ્નોના ઉત્તર ખૂબ મોડા મળ્યા. તેમણે સૂર્યકેન્દ્રી સિદ્ધાંત વિષેના સંદેહોને તો નાબૂદ કર્યા જ, સાથે સાથે બ્રહ્માંડની કાર્યપદ્ધતિ વિષે વિશદ સમજ પૂરી પાડી.**

બધાં જ લોકો કોપરનિક્સના કાર્ય વિશે સંદેહ નહોતા કરતા. ખરેખર તો તેનું એક વિશાળ પ્રશંસક જૂથ હતું.




કોપરનિક્સને મુખ્ય ડર હતો.... ચર્ચનો પ્રભાવ

કોપરનિક્સ જાણતો હતો. જો ચર્ચમાં તેના વિચારો ફગાવી દેવામાં આવશે તો માત્ર કોઈક સારા સંત જ તેમને બચાવી શકશે. તે સાચે જ ચર્ચનો અપરાધ કરવા નહોતો ઈચ્છતો. તેનો સહયોગી (ખરેખર ચબરાક છોકરો) સાચવીને આગળ વધ્યો અને પુસ્તકનું પ્રકાશન કર્યું.




કમનસીબે, તે પુસ્તક નિષ્ફળ નીવડ્યું અને તેને મળવી જોઈતી લોકપ્રિયતા મળી નહીં. કોપરનિક્સનો સિદ્ધાંત સદી સુધી એમ જ પડી રહ્યો. પરંતુ સૂર્ય કેન્દ્રિત સિદ્ધાંતને પૂરેપુરો અવગણી શકાય તેવું ન હતું. ખગોળશાસ્ત્રીઓ વર્ષોજુના પૃથ્વી કેન્દ્રિત સિદ્ધાંતના ચિત્રને ટકાવી રાખવા ખૂબ સંઘર્ષ કરતા રહ્યા.



ટાયકો બ્રાહે નામના ડેનિશ ખગોળશાસ્ત્રીએ કોપરનિકસેના ચિત્રમાં સૌથી મોટું વિઘ્ન પેદા કર્યું. તેણે કહ્યું.





ટાઈકો બ્રાહે (૧૫૭૧-૧૬૩૦)



ડેન્માર્કમાં જનમ્યો. યુરેનીબર્ગ ઓબ્ઝર્વેટરી (Heavenly Castle) નામે પ્રથમ સંશોધન કેન્દ્ર સ્થાપ્યું. તે ચોક્કસ અવલોકનો વિશેનો જુસ્સો ધરાવતો હતો.

**કોપરનિકસેના ચિત્ર ઉપર, ટાઈકોનું આક્રમણ, કંઈક અંશે ચોક્કસ હતું. તેણે કોપરનિકસેના સિદ્ધાંતમાંથી કેટલીક ભ્રામકતા દૂર કરી અને પુનઃ પૃથ્વીને બ્રહ્માંડના કેન્દ્રમાં પ્રસ્થાપિત કરી. ખરેખર તો ટાઈકોનું ચિત્ર ગ્રહોની સાપેક્ષ ગતિના સંદર્ભમાં કોપરનિકસેને મળતું જ આવતું હતું અને સાપેક્ષ ગતિઓ જ અવલોકી શકાતી હતી.**

**ટાઈકોએ ખરેખર તો યામ પદ્ધતિને બદલી. તેણે કોપરનિકસે દર્શાવેલ ગ્રહોની ગતિમાં પૃથ્વીને કેન્દ્રમાં દર્શાવીને ગતિને સમજાવવાનો પ્રયત્ન કર્યો. યામ પદ્ધતિમાં ફેરફાર કરવાથી અન્ય કોઈ સાપેક્ષ ગતિને અસર થતી નહોતી.**

**આમ, ટાઈકોએ કોપરનિકસેના સિદ્ધાંતથી અન્ય માર્ગે જઈ તે જ સમયે તે સિદ્ધાંતને પોતાના નામે જોડી દીધા.**

તે સૂર્યને કેન્દ્ર તરીકે નિહાળવામાં નિષ્ફળ નીવડયો. પરંતુ તે પોતાની રીતે ખગોળશાસ્ત્ર વિશે ફાળો આપવામાં સફળ રહ્યો. નિરીક્ષણોની ચોકસાઈ ને મહત્ત્વ આપવામાં તે અગ્રક્રમે રહ્યો.





ટાયકોને તે સમયે અસ્તિત્વ ધરાવતા પ્રાચાંકો પર ભરોસો નહોતો.





તેના જીવનનો મોટા ભાગનો સમય ચોક્કસ અને નિશ્ચિત અવલોકનો કરવામાં અને ચોક્કસાઈ ધરાતાં સાધનો બનાવવામાં ગયો.

ટાયકોએ એકાદ દાયકા સુધી સહાયકોના જૂથ સાથે કામ કર્યું. તેણે એકત્ર કરેલ ડેટા ભવિષ્યના ખગોળસ્ત્રીઓ માટે માહિતીના આધારભૂત સ્રોત તરીકે ઉપયોગી થયા.





**પાછળથી ટાયકોએ યુવાન કેપ્લરને તેના સહાયક તરીકે કાર્ય કરવાનું નિમંત્રણ આપ્યું. આ વ્યવસ્થાએ ખગોળશાસ્ત્રના ભવિષ્ય ઉપર ઊંડી અસર જન્માવી.**

**કેપ્લરને ટાયકોએ મેળવેલા ડેટા ગ્રહોની ગતિના નિયમો સમજાવવામાં અત્યંત ઉપયોગી થયાં. કેપ્લરે સૂર્યકેન્દ્રી સિદ્ધાંત ને હંમેશ માટે સ્થાપિત કરવામાં નિર્ણાયક ભૂમિકા ભજવી.**

ટાયકોના અનુગામી કેપ્લરે વિચાર્યું કે માત્ર ગતિને જ પ્રતિમાનબદ્ધ (Modeling) કરવી પૂરતું નથી.

માત્ર ગ્રહોની ગતિનું જ વર્ણન કરવાથી મને સંતોષ થતો નથી.

જોહન્સ તું બીજું શું કરવા ઈચ્છે છે ?

હું ગ્રહો આ જ રીતે ગતિ શા માટે કરે છે તે જાણવા ઉત્સુક છું. કયા બળથી તેઓ ગતિ કરતાં હશે ?

તેઓ ઈશ્વરીય શક્તિથી ગતિ કરતાં નથી ?

શું તેનું કહેવું એમ છે કે ગ્રહોની ગતિ એ ભૌતિક વિજ્ઞાનની બાબત છે અને માત્ર ભૂમિતિની નહીં ?

કમભાગ્યે કેપ્લરના ભૌતિકવિજ્ઞાન આધારિત ગ્રહોની ગતિના વિચારો ધૂંધળા અને અસ્વષ્ટ રહ્યા. આપણા પ્રવર્તમાન આધારભૂત જ્ઞાનના પ્રકાશમાં તે ભૂલભરેલા જ હતા.

સૂર્ય ચુંબકીય બળનો પ્રકાશ ફેલાવે છે અને તે ગ્રહોને ગતિમાં રાખે છે અને તેની ગેરહાજરીમાં ગ્રહો તત્કાળ થંભી જશે.

કેટલું રસપ્રદ !

અને કેવું ચમત્કારિક !!

**પરંતુ ગ્રહોની ગતિ વિશેનું આ મોડેલ માત્ર ઘટના આધારિત હતું. ૧૭ મી સદીના આરંભમાં કેપ્લરે વિશ્વ સમક્ષ ત્રણ નિયમો રજૂ કર્યા.**

**તે નિયમો અત્યારે કેપ્લરના નિયમો તરીકે પ્રસિદ્ધ છે. આ નિયમો એ સૌ પ્રથમ બ્રહ્માંડને સમજાવતા ભૌતિક સિદ્ધાંત તરીકે પાયાની ભૂમિકા ભજવી.**

જહોન્સ કેપ્લર ૧૫૭૧ - ૧૬૩૦



જર્મનીમાં જન્મ - ગણિતજ્ઞ, ખગોળશાસ્ત્રી અને જ્યોતિષવિદ્; વિશ્વ તેને બ્રહ્માંડમાં ગ્રહોની ગતિના ત્રણ નિયમો માટે યાદ કરે છે. તેણે ખગોળશાસ્ત્રને અવકાશીય વિજ્ઞાન તરીકે ઓળખાવ્યું અને કોપરનિકસના વિશ્વ-દષ્ટિકોણને પ્રચલિત કરવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો.

તેણે કેન્દ્રીયપથની જટિલ યાંત્રિકીને માત્ર એક વક્ર ઉપલવયથી, ગ્રહીય ગતિને સમજાવીને એક તીવ્ર બુદ્ધિશાળી તરીકેનું સ્થાન નિશ્ચિત કર્યું.



કોઈ કેન્દ્રીયપથ નહી કોઈ કેન્દ્રબિંદુ નહી. કેપ્લર ખરેખર બુદ્ધિમાન છે !

હા, તો ખરેખર એકદમ સરળ છે. છતાં સર્વ સાચું !

કેપ્લરનું ભ્રમણકક્ષાનું મોડેલ સંપૂર્ણત સરળ અને સર્વથા ચોક્કસ હતું. ઉપલવયી કક્ષા કેપ્લરના પ્રથમ નિયમ તરીકે પ્રસિદ્ધ થઈ.

રસપ્રદ તો એ હતું કે ટાયકોના સહજ પ્રાપ્ત ડેટાએ કેપ્લરની સિદ્ધિમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. આ ડેટાની ચોકસાઈને કારણે કેપ્લરે અધિચક્ર આધારિત મોડેલની ક્ષતિ સ્વીકારી. તેથી તેણે નવા વિકલ્પો શોધ્યા (અને ઉપલવયને પસંદ કર્યો)

હું સોગંદપૂર્વક કહી શકું કે બીજી કોઈ શક્યતા જ નથી !



નરી આંખે કરેલા નિરીક્ષણોમાં ટાયકોના ડેટા સર્વશ્રેષ્ઠ હતા. પરંતુ પછીના દાયકાઓમાં ટેલીસ્કોપથી કરવામાં આવેલ નિરીક્ષણોની સરખામણીમાં તે ઘણા ઊણા ઉતરતા હતા.

જો કેપ્લરને ટેલીસ્કોપીય ડેટા મળ્યો હોત, તો તેને ખ્યાલ આવત કે ગ્રહોની કક્ષા સંપૂર્ણ ઉપવલયી પણ નથી. ટાયકોના ડેટા તેને એક નિશ્ચિત તારણ પર પહોંચવા માટે યથાર્થ હતા.

કેપ્લરનો પ્રથમ નિયમ ગ્રહના ગતીમાર્ગ વિષે હતો, જ્યારે બીજો નિયમ તેની બદલાતી ગતિ વિષે હતો.

એક કાલ્પનિક રેખા. સૂર્ય અને ગ્રહને જોડતી.
સરખા સમયમાં સરખું ક્ષેત્રફળ આવરે છે.






આ નિયમ અનુસાર જો તમે નિશ્ચિત બિંદુએ ગ્રહની તેની કક્ષામાં ગતિની ઝડપ જાણતા હોવ, તો તમે સરળતાથી બીજા બિંદુઓએ ઝડપ મેળવી શકો.

તેના બે નિયમો જેટલા પ્રભાવક હતાં તેવો જ ત્રીજો નિયમ પણ રસપ્રદ હતો. તો ગ્રહના ભ્રમણસમય અને ભ્રમણ કક્ષાના કદ વચ્ચે એકદમ સરળ સંબંધ દર્શાવતો હતો.



ભ્રમણ સમય T અને S એ જ રીતે સંકળાયેલાં છે, જે રીતે ગોલકનું ક્ષેત્રફળ અને ઘનફળ.

ગણિતિક રીતે

$T^2/S^3$ = અચળ

ઉદાહરણ તરીકે જો કોઈ ગ્રહની કક્ષા અન્ય ગ્રહની કક્ષા કરતાં ૪ ગણી વિશાળ હોય તો તેને ભ્રમણ પૂરું કરવામાં ૮ ગણો સમય થાય.

**કેપ્લરના ઉપલવયી મોડેલ અને પ્રાપ્ત ડેટા વચ્ચે સંપૂર્ણ સામ્ય હતું. ટોલેમીએ અવકાશીય ખોજનો આરંભ કર્યો. કેપ્લરના સિદ્ધાંતે એક યાત્રાનો અંત અને બીજી યાત્રાનો આરંભ કર્યો.**

**કેપ્લરના નિયમો વિશે ચોકાવનારી બાબત એ હતી કે તે બધા ગ્રહોને એકસરખી રીતે લાગુ પાડી શકતા હતા (ચંદ્રને પણ આવરી લઈને) આ અંગે કશુંક મૂળભૂત તથ્ય હતું. કેપ્લરના નિયમો માત્ર ગ્રહોની ગતિનું જ વર્ણન નહોતા કરતા પરંતુ આ નિયમો તો ગ્રહોની ગતિનું હાર્દ રજૂ કરતાં હતાં. કેપ્લરના નિયમોનો ઊંડો અભ્યાસ બ્રહ્માંડની યાંત્રીકી ઉપર પ્રકાશ પાડનારી બની શકે ?**

**ચોક્કસ રીતે આમ જ થયું. કેપ્લરના નિયમો, ગેલીલિયોનું ટેલિસ્કોપ અને ન્યુટનના ગાણિતિક સમીકરણોએ સાથે મળીને અવકાશીય ભૌતિક વિજ્ઞાનનો નવો યુગ શરૂ કર્યો. ખગોળશાસ્ત્રના ઈતિહાસમાં ૧૭મી સદી કદાચ સહુથી વિશેષ ઉત્તેજક સમયગાળો હતી.**

બહુ શરૂઆતથી જ કેપ્લર કોપરનીકસના વિચારોનો જબરદસ્ત પક્ષકાર હતો. પરંતુ તેની ઉપલવયી કક્ષાએ સૂર્યકેન્દ્રી ખ્યાલને સજીવન કરવામાં કંઈ ફાળો ન આપ્યો. ટાયકોએ જેવું કોપરનીકસના સિદ્ધાંતો વિષે કર્યું તેવું કેપ્લરના સિદ્ધાંતો વિષે પણ થઈ શકે. સૂર્ય (તેના ગ્રહ-સમૂહ સાથે) પૃથ્વી ફરતે ફરે છે, તે તો ઉપલવયી કક્ષા સાથે પણ ગોઠવાતું હતું. સદ્‌ભાગ્યે, ચંદ્ર કેપ્લરના ત્રીજા નિયમ પ્રમાણે ચાલતો ન હતો. કેપ્લરે એવી સમજૂતી આપી કે તે અન્ય ગ્રહોની માફક સૂર્યની આસપાસ નથી ફરતો અને તેથી ગ્રહો જેવું વર્તન નથી કરતો પરંતુ જો ટાઈકોનું ચિત્ર સાચું હોય તો સૂર્ય (જે પૃથ્વીની આસપાસ ફરે છે) તે ચંદ્રથી જુદૂં અને તેની આસપાસ ફરતા ગ્રહો જેવું વર્તન શા માટે કરે છે? આ કેપ્લર માટે મજબૂત મુદ્દો હતો.

પરંતુ ગેલીલિયોના અથાક પ્રયત્નો અને ત્યાર બાદ ન્યુટનના ભૌતિકશાસ્ત્રનાં સિધ્ધાંતોના આવિર્ભાવથી પૃથ્વીકેન્દ્રી સિદ્ધાંતો હંમેશ માટે જંપી ગયા.

આ બધાં છતાં, કેપ્લરનું ઉપલવયી ખગોળશાસ્ત્ર જ ખરા ખગોળશાસ્ત્ર તરીકે માન્ય થયું અને તેણે ભૂતકાળના બીજા બધા જ સિદ્ધાંતો પર પડદો પાડી દીધો.

લોકપ્રિય માન્યતાની વિરુદ્ધ. ગેલીલિયોએ દૂરબીનની શોધ નહોતી કરી.







એ તો જેમ કોપરનિકસેનું નામ સૂર્યકેન્દ્રી સિદ્ધાંત સાથે જોડાયું જે વિચાર લગભગ ૧૦૦૦ વર્ષો પહેલાં પ્રચલિત થયેલો. પરંતુ સૌ પ્રથમ વિસ્તાર પૂર્વક આ સિદ્ધાંત વિશે કામ કરવાનું શ્રેય કોપરનિકસેને ગયું.

જ્યારે ગેલીલિયોને નવા સાધનથી દૂરનો પદાર્થ સાવ નજીક દેખાવાનો અણસાર આવ્યો ત્યારે તેણે જરાય સમય ન બગાડયો.




એજ રીતે ખગોળશાસ્ત્રમાં ટેલિસ્કોપ (દૂરબીન) ના ઉપયોગના નિષ્ણાતીકરણનો શ્રેય ગેલીલિયોને ગયો.

તેના વડે તેણે અનેક અવકાશીય ઘટનાઓ પ્રથમ જોઈ, જે અગાઉ કોઈએ જોઈ નહોતી.

ગેલેલિયો અને તેના દૂરબીને નિરીક્ષિત ખગોળશાસ્ત્રમાં સમૂળગું પરિવર્તન કર્યું.

ગેલીલિયો ગેલીલી ૧૫૬૪-૧૬૪૨



ઈટાલીમાં જન્મ તેણે ખગોળશાસ્ત્રમાં ટેલિસ્કોપના ઉપયોગનો આરંભ કર્યો. નરી આંખે ન દેખાતા કેટલાયે પદાર્થોની તેણે શોધ કરી. અગાઉ કદી કોઈએ ન જોયા હોય તેવા પદાર્થો તેણે જોયા. કોપરનિકસેનો સૂર્યકેન્દ્રી વિશ્વનો દૃષ્ટિકોણ તેણે પુનઃ જીવિત કર્યો. તેણે ગાણિતિક પ્રયોગોની શરૂઆત કરી. તેણે ગતિનો પણ પદ્ધતિસરનો અભ્યાસ કર્યો.
તે આધુનિક યુગના અવલોકન આધારિત ખગોળશાસ્ત્રના પ્રણેતા, આધુનિક ભૌતિક વિજ્ઞાન અને વિજ્ઞાનના જનક કહેવાયા. ગેલીલિયોનો સિદ્ધાંત સ્થાપિત એવા ચર્ચના વિતંડાવાદની વિરુદ્ધ હતો. પરિણામે તેના જીવનના અંતિમ વર્ષો તેને નજરબંધીમાં રાખવામાં આવેલા.

આ નવી શોધનો તેણે ઘરમાં અભ્યાસ કર્યો અને ઘણાંય સુધારા વધારા કર્યા.




અને અવકાશનું અવલોકન કરવાનું શરૂ કર્યું.

ખગોળશાસ્ત્રને દૂરબીનની શોધે એક નવા આયામ પર મુક્યું.






દૂરબીને બે વસ્તુઓને પરિપૂર્તિ કરી. એક તો...




બીજું, કે દૂરબીન (ટેલીસ્કોપ) ની ક્ષમતા ઘણી જ ગર્ભિત માહિતી આપવાની હતી.




**કેપ્લરના પરિણામોએ ખગોળશાસ્ત્ર ના સિદ્ધાંતો માટે જે કાર્ય કરેલું. તેવું જ કાર્ય ગેલીલિયોના દૂરબીને અવલોકન આધારિત ખગોળશાસ્ત્ર માટે કર્યું.**

ગેલીલિયોએ સૌપ્રથમ આકાશમાં અગણિત તારાઓ, (જે નરી આંખે ન જોઈ શકાય તેટલા ઝાંખા હતા)ની શોધ કરી.




ટેલિસ્કોપના કારણે ગ્રહો થોડા મોટા દેખાતા. જ્યારે તારાઓ વધુ પ્રકાશિત દેખાતાં, પરંતુ હજુ તેમનું સ્વરૂપ તો એક ટપકા જેવું જ દેખાતું.




**ગેલીલિયો પણ તેના સમકાલીન કેપ્લરની માફક કોપરનિકસેના દ્દષ્ટિકોણનો ઉત્સાહી સમર્થક હતો. તેની દૂરબીન સહાયિત શોધોએ સૂર્યકેન્દ્રી સિદ્ધાંતોને ઉજાગર કરવામાં મદદ કરી.**

તેની સૌથી ઉત્તેજક શોધ ગુરુના ચંદ્ર શોધવાની હતી. ગુરુની ફરતે ત્રણ તારાઓ જેવું શું દેખાય છે તે શોધવા તેણે મહિનાઓ સુધી નીરીક્ષણ કર્યુ.










ચોક્કસ, પૃથ્વી વિશે તો કંઈ વિશિષ્ટ હતું નહી. તેને તો ફક્ત એક ચંદ્ર હતો. ગુરુને ઘણા બધાં હતા. અને આ ઘટનાએ કોપરનિકસેની પરિકલ્પના ને વધારે સમર્થન આપ્યું.

ગેલીલિયોએ બીજી પણ ઘણી રસપ્રદ વસ્તુઓ જોઈ
શુક્રને પણ ચંદ્ર જેવી કળાઓ જોઈ.



શનિને પણ વલયો છે. ક્યારેક દશ્ય, ક્યારેક અદશ્ય.



ચંદ્ર કંઈ સુંવાળો ગોળો નથી. તેની સપાટી તો ખાડાટેકરાવાળી અને ડાઘાવાળી છે.





ગેલિલીયોની અદ્‌ભુત શોધોને કારણે અર્ધ-જાગૃત ખગોળશાસ્ત્રીઓ સક્રિય થયા. તેઓને પણ બ્રહ્માંડને ખોળવાની ઈચ્છા થઈ.




ટેલિસ્કોપ લોકપ્રિય બનતું ગયું. અને તે નિરીક્ષણ આધારિત ખગોળશાસ્ત્ર માટે અનિવાર્ય બની ગયું. સદીઓ સુધી આ સાધનમાં ક્રાંતિકારી ફેરફાર થતા રહ્યા પરંતુ હજુ તેનો દબદબો ગેલીલિયોના સમય જેવો જ છે.



માત્ર શુદ્ધ ભૂમિતિ આધારિત ગ્રહીય ગતિની સમજ સૂર્યકેન્દ્રી સિદ્ધાંતને સાબિત ન કરી શકી ગેલીલિયોએ ગતિશાસ્ત્રનો પદ્ધતિસરનો અભ્યાસ હાથ ધર્યો.




તેણે પ્રયોગ હાથ ધર્યો.




અને તેણે પોતાના તારણો નીપજાવ્યાં.

નિયમિત ગતિ એ પદાર્થોની સાહજિક અવસ્થા છે. કોઈ બાહ્ય પદાર્થ (કે બળ) પદાર્થની નિયમિત ગતિ માટે આવશ્યક નથી.

નિયમિત ગતિમાં સ્થિર સ્થિતિ એ માત્ર એક વિશિષ્ટ અવસ્થા છે. જડત્વ પદાર્થની સ્થિર અવસ્થા અને ગતિમાન અવસ્થા માટે જવાબદાર છે અને તેને તેની આપમેળે અટકાવતો રોકે છે.

તેના વિચારો ઘણાં ક્રાંતિકારી હતા.

ગતિમાં અચાનક ફેરફાર (જેમ કે ગતિ કરતાં પદાર્થને અટકાવવો અને સ્થિર પદાર્થને ગતિમાં લાવવો) માટે બાહ્યબળ જરૂરી છે.

જો તમે અતિશય વેગથી પણ નિયમિત ગતિ કરતા હો તો તમને તેનો અનુભવ થતો નથી. પરંતુ ગતિમાં ત્વરિત ફેરફારનો અનુભવ તરત જ થાય છે.

અને આ તો લિફ્ટનો ઉપયોગ કરનાર કોઈ પણ સરળતાથી ચકાસી શકે




ગેલીલિયોના ગતિશાસ્ત્રના સિદ્ધાંતોએ કોપર નિક્સના મોડેલને પુનઃ સ્થાપિત કરવા ખૂબ મદદ કરી.

ગેલીલિયો બુદ્ધિગમ્ય વાત કરે છે.

હા.... અને જો ગેલીલિયો સાચો હોય તો કોપરનિકસે પણ સાચો ઠરે.

ગેલીલિયોના ગતિવિષયક ખ્યાલોએ વિકસતા ભૌતિક વિજ્ઞાનના પાયા તરીકે કાર્ય કર્યું.

પ્રવેગ એ લાગુ પાડેલ બળના પ્રમાણમાં હોય છે.

ગુરુત્વાકર્ષણને પ્રવેગથી અળગું કરી શકાય તેમ નથી.

**તેના સિદ્ધાંતો આમૂલાગ્ર પરિવર્તન કરનારા અને પ્રવર્તમાન ખ્યાલો (ખાસ કરીને પવિત્ર પુસ્તકમાંના) ની વિરુદ્ધ હતા. તેથી ચર્ચે આ વિચારોને ધમકી તરીકે લીધા**

**ગેલીલિયોને કેદમાં ધકેલવામાં આવ્યો. તેના લખાણો પર પ્રતિબંધ લદાયો. તેના જીવનના છેલ્લાં વર્ષો તેણે નજરકેદમાં વીતાવ્યાં.**

**ચર્ચે ગેલીલિયો અને વિજ્ઞાનની ઘટનાઓને સમજવામાં ૪૦૦ વર્ષ લીધાં. ઈ.સ.૧૯૯૨ માં પોપ જ્હોન પોલ બીજાએ ગેલીલિયો સાથે થયેલ અમાનવીય વર્તનની માફી માગી. તેમણે જાહેરમાં સ્વીકાર્યું કે પૃથ્વી સ્થિર નથી.**

કેપ્લરે ખગોળશાસ્ત્રીઓને ગ્રહોની ગતિને અવકાશીય વિજ્ઞાન તરીકે જોવાની વિનંતી કરી. ગેલીલિયો ગતિના કેટલાક મૂળભૂત સિદ્ધાંતો પર પહોંચ્યો. પરંતુ ગ્રહોની કક્ષાઓ બાબતે કોઈ પાસે સાચો ઉકેલ નહોતો.




રોબર્ટ હૂકે સૌપ્રથમ સાચા ઉકેલ સાથે સમજાવતો દૃષ્ટિકોણ રજૂ કર્યો.



હૂકે ઊંડી આંતરસૂઝનું પ્રદર્શન કર્યું, પરંતુ તેને વૈજ્ઞાનિક રીતે રજૂ કરવા જરૂરી ગણિતીય સમજનો તેનામાં અભાવ હતો.




હૂકે સૌ પ્રથમ ગુરુત્વાકર્ષણને ઓળખી બતાવ્યું.




અને અવકાશીય યંત્રશાસ્ત્રમાં ગુરુત્વની ભૂમિકા તેણે રજૂ કરી.






**હૂકે તો એમ પણ કહ્યું કે આ ગુરુત્ત્વાકર્ષણ બળ દૂરના પદાર્થો કરતાં નજીકના પદાર્થો પર વધારે લાગે છે. તેથી સૂર્યની નજીક ના ગ્રહો વિશાળ કક્ષાઓ વાળા ગ્રહો કરતાં વધારે ઝડપથી ગતિ કરે છે.**

**હૂકના વિચારો ખરેખર સ્પર્શી જનારા હતા. જો કે તેને કોઈ ગાણિતિક આધાર નહોતો. સદ્‌નસીબે ન્યુટન નામનો ગણિતજ્ઞ પણ આ જ દિશામાં વિચારતો હતો. તેણે સંપૂર્ણ રીતે વૈજ્ઞાનિક આધારો સાથેના સિદ્ધાંતો રજૂ કર્યા. અને અવકાશીય ભૌતિક વિજ્ઞાન વિશેના તારણો રજૂ કર્યા.**

ગેલીલિયો અને રોબર્ટ હૂકનો ફાળો સાચે જ નોંધનીય અને આશા જનક હતો. પરંતુ તેમણે અવકાશીય યંત્રશાસ્ત્ર વિશેની સમજણ રચી નહોતી. કેપ્લરની શોધો દ્વારા આરંભાયેલી જ્વાળા ગુણાત્મક સમજોથી શાંત થઈ શકવાની નહોતી. કેપ્લરના નિયમોને ગાણિતિક ચોકસાઈથો રજૂ કરવાની અત્યંત પ્રબળ આવશ્યકતા હતી.

**અને આ શ્રેય આઈઝેક ન્યુટનને જાય છે. તેણે સૂક્ષ્મ ઊંડાણો પર કામ કર્યું. એટલું જ નહીં પરંતુ જરૂરિયાત અનુસારના ગણિતની પણ શોધ કરી.**

હૂકે આંતરસૂઝની અનુભવ્યું કે જો કોઈ સૂર્યથી ઘણે દૂર જાય તો તેનું ગુરુત્વાકર્ષણબળ ઘટતું જાય છે. પરંતુ સૂર્ય અને ગ્રહોના અંતર અને. ગુરુત્વાકર્ષણ બળ વચ્ચે શું સંબંધ છે, તે એક રહસ્ય જ હતું.

ગુરુત્વાકર્ષણ પણ વ્યસ્ત વર્ગનો સિદ્ધાંત અનુસરે છે તે અંતે શોધી શકાયું. આ નિયમ અનુસાર ગુરુત્વાકર્ષણ બળ અંતરના વર્ગના પ્રમાણમાં ઘટે છે.




મૂળ સવાલ હતો કે શું ગુરુત્વાકર્ષણના વ્યસ્ત વર્ગના નિયમે શું ઉપલવચી ભ્રમણકક્ષા તરફ દોર્યા હશે ?




વ્યસ્ત વર્ગનો સિદ્ધાંત સમજવા માટે અઘરો નહોતો. હકીકતમાં તો તે સરળતાથી સમજી શકાય એવો સહજ અને કુદરતી હતો.




રોબર્ટ હૂકે દાવો કર્યો કે અંતરનો વર્ગના વ્યસ્તનો ગુરુત્વાકર્ષણનો નિયમ ઉપલવચી કક્ષાઓને આકાર આપે છે. પરંતુ તેણે કોઈ સાબિતી આપવાનો ઈન્કાર કર્યો.




અંતે રોબર્ટ હૂક ચર્ચા કરવા માટે આઈઝેક ન્યુટન પાસે ગયો. ત્યાં સુધીમાં ન્યુટન ઘણો નામાંકિત અને સ્થાપિત ગણિતજ્ઞ બની ચૂક્યો હતો. કમનસીબે આ મુલાકાત એક સંઘર્ષમાં પરિણામી.







ન્યુટનને આ જરાય ગમ્યું નહી. તે ફરીથી કોચલામાં ભરાઈ ગયો પરંતુ માત્ર પરિસ્થિતિનો વિશેષ ઊંડાણભર્યો અભ્યાસ હાથ ધરવા.



હૂક સાથેની મિટીંગ બાદ ન્યુટને ગુરુત્ત્વાકર્ષણના સિદ્ધાંત પર કામ કર્યું. પરંતુ તેણે પરિણામો પોતાની પાસે જ રાખ્યાં.




સદ્‌ભાગ્યે, આ જ સમયગાળા દરમ્યાન રોયલ સોસાયટીનો એક યુવાન સભ્ય - એડમન્ડ હેલી પણ આ અવકાશીય યાંત્રિકીના ભૌતિક સિદ્ધાંતોમાં ઊંડો રસ લેતો હતો.

આઈઝેક ન્યુટન
૧૬૪૩ - ૧૭૨૭



ઈંગ્લેંડમાં જન્મ. તેણે વિજ્ઞાનના વિશ્વને તેની કેલ્ક્યુલસની શોધ દ્વારા મહાન ફાળો આપ્યો. (કેલ્કયુલસની શોધનો દાવો લીબ્નીઝ સાથે પણ સહભાગી થયો. અને તે કદી સ્થાપિત ન થનાર વિવાદમાં પરિણમ્યો.) તેણે ભૌતિકવિજ્ઞાનને નક્કર અને પરિપક્વ આકાર આપતા ગતિશાસ્ત્રની શોધ કરી. તેના કેલ્કયુલસ અને ગતિશાસ્ત્રના ઉપયોજન દ્વારા તેણે ખગોળશાસ્ત્રના પ્રથમ ભૌતિક સિદ્ધાંત પર કામ કર્યું. તેણે પ્રકાશની ખાસિયત વિશે પણ અભ્યાસ કર્યો. તેણે પરાવર્તનીય દૂરબીનની શોધ કરી. (તે ન્યુટનના ટેલિસ્કોપ તરીકે પણ જાણીતું છે.)

હૂકના કોઈ ગાણિતિક ઊંડાણ વિનાના આધારોથી નિરાશ થઈને, તેના વિચારોના સમર્થન માટે હેલી ન્યુટન પાસે ગયો.




આ મીટીંગ ખરેખર પરિણામલક્ષી હતી. થોડા સમય બાદ ન્યુટને હેલીને પોતાના ગાણિતિક સિદ્ધાંતો આધારિત એક નાનકડો લેખ મોકલ્યો.

હેલીની ઉત્તજના અનહદ હતી.




**ન્યુટનના નાનકડા લેખમાં હેલીની અપેક્ષા બહારના પરિણામો સમાવિષ્ટ હતા. અંતરના વર્ગના વ્યસ્ત પ્રમાણના ગુરુત્ત્વાકર્ષણની સિદ્ધાંતની ધારણા સાથે ન્યુટને દર્શાવ્યું હતું કે ગ્રહોની કક્ષા ઉપલવય હશે (કેપ્લરનો પ્રથમ નિયમ) અને તેની ઝડપ કેપ્લરના બીજા નિયમ અનુસાર ચલિત થતી રહેશે અને કક્ષીય ગતિનો સમય કેપ્લરના ત્રીજા નિયમને રજૂ કરતો હતો.**

ન્યુટનના પરિણામોએ બે હજાર વર્ષોથી ચાલી આવતાં ખ્યાલોનો અંત આણ્યો. બ્રહ્માંડનું સાચું ચિત્ર સ્પષ્ટ થવાનો આરંભ થઈ ચૂક્યો હતો.

આકાશી પદાર્થોની ગતિને સમજાવી શકતા નિયમોનો એક સાદો સમૂહ હતો.




ન્યુટનના કાર્યની સબળતા જોઈ હેલીએ તેને તેના સિદ્ધાંત પ્રકાશિત કરવા માટે સમજાવ્યો.

